શરીયત પસંદો-કે-એઅલાન કા

# જવાબ

# માખણીઆ મંડળનો મેનીફેસ્ટો.

અનુવાદક:—એમ. યુ મોદી.

છપાવી પ્રગટ કરનાર:—
જમીઅતે નિઝામુલ મુસલેમીન
હકીમ સૈયદ કમરૂદ્દીન, આસીસ્ટન્ટ સેક્રેટરી, (જ. ની. મુ)

જમીઅત નિઝામુલ મુસલેમીન ઓફીસ,
ડેન્સો હોલ, કરાચી.

[પ્રત ૧૦૦૦] પ્રથમ આવૃત્તિ.

તા. ૨૦-૮-૩૦

"મોડલ" પ્રીન્ટીંગ પ્રેસમાં વેલજી મુલજી ડાહ્યાએ છાપી.
સાઉથ નેપીયર રોડ, કરાચી.

# આઝીચત પસંદો-કે-એઅલાનકા જવાબ

## ( ઉર્દૂ )

## અમદાવાદ ખિલાફત મંડળનો મેનીફેસ્ટો.



વ્હાલા મુસ્લીમ બંધુઓ જોગ,

અમુક વ્યક્તિઓ તરફથી એક લખાણ ઉપર કરાચીના મુસલમાનોની સહી લેવા અનેક ખુશામતભરી કોશિશ કરવામાં આવે છે. એમ ઘણા દિવસ થયા સાંભળવામાં આવતું હતું તે લખાણ આજે એ અલ્લાનના રૂપમાં બહાર પડેલું આપણે જોઇ શકયા છીએ. મજકુર એઅલાન મુસલીમ પ્રજાને સંબોધીને કરવામાં આવ્યું છે. અને તે ઉપર તેત્રીસ મુસલમાનોની સહી થએલી હોય, એમ દેખાય છે. (પાછળથી કેટલાકોએ પોતાની સહી હોવાનો તદ્દન ઇન્કાર કર્યો છે, અથવા સહીઓ ખેંચી લીધી છે) મજકુર એઅલાન ઘણું લાંબુ ચોડું હોવા છતાં તેનો સાર માત્ર એટલોજ છે કે હીંદુઓને સાથ ન આપો. કાયર બની શાંત બેસી રહો, અને સરકાર માબાપને વફાદાર રહો, એજ પાઠ ભણાવવાની ગોળમોળ કોશીશ કરવામાં આવી છે. એવા એઅલાનથી મુસલીમ બંધુઓ છેતરાય નહીં એટલાજ માટે ટુંક ખુલાસો પ્રગટ કરવાની અમોને જરૂર જણાતાં મુસલીમ પ્રજાની સેવામાં બે બોલ રજુ કરી આશા રાખીએ છીએ કે દરેક વાંચકો ધીરજથી તે વાંચી વિચાર કરી સત્યને ઉત્તેજન આપશે એજ વિનંતિ.

જે લોકો રાજદ્વારી વિષયનું રહસ્ય જાણવા સાથ, આઝાદી અને ગુલામીમાં રહેલો ફરક સમજી શકતા હતા તેવા દરેક મુસલીમોએ તો રોકડું પરખાવી દીધું કે અમે આવા ઇશતેહાર ઉપર સહી આપી શકતા નથી. મગર જે લોકો રાજદ્વારી ચર્ચાથી તદન અજાણ હોઇ દેશનાં લાભ માટે કોઇ વખત મેદાનમાં આવવાની હીંમત બતાવી શકયા

નથી. એવા મેળાવડાઓ કે સભાઓમાં હાજરી આપવાની તસ્દી પણ જેઓ લઇ શકતા નથી, તેવા કેટલાક સાહેબોને ઉલટું સુલટું સમજાવી સહીઓ મેળવી. તે ઉપરાંત કેટલાક ટાઇટલ હોલડરો (ખીતાબ ધરાવનારાઓ) ઓનરરી મેજીસ્ટ્રેટો અને એવાજ બીજા કેટલાક સાહેબો કે જેઓ અત્યારની હુકુમતના ખાસ પુજારી બની વફાદારીના ગીત લલકારી રહયા છે. તેઓમાંથી ઘણા થોડાઓની સહીઓ પણ ઘણીજ મહેનત અને ખુશામત પછીજ મેળવી શકયા છે. દરેક વાંચક આ ઉપરથી એટલા અનુમાન ઉપર તો જરૂર આવી શકશે કે એવા પોકળ એ અલાનોથી મઝહબ કોમ અને દેશની સેવા કયા પ્રકારની થઈ શકે? શું એવા એઅલાનો મુસલિમ કોમના એકત્ર અવાજ તરીકે મનાવી શકાય? મુદ્દલ નહીં.

એઅલાન મુસલીમ કોમની સલામતી અને લાભ જાળવવાના પવિત્ર હેતુથી બહાર પાડવામાં આવ્યું હોય એ પણ સંજોગો જોતાં માની શકાય તેવું નથી કારણકે મુસલીમ કોમના એવા સાહેબો કે જેનું ઉઠવું બેસવું અને મરવું જીવવું માત્ર ગવર્નમેન્ટની ખુશામત કરી આબાદીના ગીતો ઉપરજ આધાર રાખતા હોવાથી યાંત્રીક પુતળા જેવા છે એટલે ગવર્નમેન્ટ પોતાની મરજી મુજબ તેનાથી કામ લઈ શકે છે એવા વિદેશી સત્તાના ઉપાસકો માત્ર પોતાની મોહોટાઇ કે સુખ ચેન મેળવવાની ચીંતા રાખી આરામથી જીવન ગુજારવા ચાહતા હોવાથી તેને દેશ સેવા, દેશનો ભુખમરો કે સ્વતંત્રતા માટે અપાતી કુરબાનીનો વિચાર પણ કયાંથી હોય? એ તો પોતે ધરાયા એટલે જગ ધરાયું. સુર્ય સાથે રજકણનો સબંધ સંભવેજ નહીં?

સંપુર્ણ સ્વરાજ્ય મેળવવા માટે કહેવાતો ભોગ આપવાની હોંશ ધરાવનાર મોસમી લાગણી બતાવનારા સાહેબોમાં, ખાન બહાદુરો, ખાન સાહેબો અને ઓનરરી મેજીસ્ટ્રેટોના એઅલાનમાં સહી પ્રગટ

થએલી જોતાં અમને અતિશય આશ્ચર્ય થાય તેમાં કાંઇ નવાઇ જેવું નથી કારણકે એવા સાહેબોની કોમ અને દેશ માટે જે કાંઈ લાગણી છે તે દરેક ભાઇઓથી હવે અજાણી રહી નથી. ત્યારે શું કોઈ માની શકશે કે એવા સાહેબો પોતાના સુખદાતા દયાળુ દેવતાઓ (અંગ્રેજો) પાસેથી સ્વતંત્રતા મેળવવાની બેઅદબી કરી શકે? વળી સંપુર્ણ સ્વરાજ્ય મેળવવા એવા સાહેબો મહાનં ભોગો આપવાની હોંશ પણ ધરાવે છે, એ પણ વીસમી સદીની બલીહારીજ કહેવાય !!

એક મુસલીમ સેવક તરીકે મુસલીમ બંધુઓની સેવામાં અત્યારની રાજદ્વારી ચળવળ બાબત ટુંક ખુલાસો રજુ કરીએ છીયે.

એ વાતની તો સંપુર્ણ ખાત્રી થઇ ચુકી છે કે દુન્યામાં એજ કોમ તાકતવર બની જીવતી રહી શકે છે કે જે કોમ માત્ર સ્વતંત્રતાનેજ પોતાના જીવનનું સાર્થક સમજતી હોય. સ્વતંત્ર થએલી કોમનો પ્રભાવ, બળ અને દૌલતમાં પુષ્કળ વધારો થવા સાથે દરેક દેશોમાં પોતાનું સ્વમાન જાળવી શકે છે. ત્યારે પરતંત્ર પ્રજાને એમાંનો કોઇ લાભ મળી શકતોજ નથી. દેશના દુર્ભાગ્યે કોઈ શત્રુએ આપણી આઝાદી છીનવી લીધી હોય? તો પણ ફરી સ્વતંત્ર થવા માટે ઉત્સાહ પુર્વક કોશીશો કરતા રહી વધુમાં વધુ કીમતી ભોગો આપી દુશ્મનથી પીછો છોડાવ્યા પછીજ જંપીને બેસવું જોઇએ. રીવાયતમાં બયાન છે કે જ્યારે હઝરત મુસા અલયહીસ્સલામયે બનુ ઈસરાઈલને શરમ ભરી ગુલાંમી અને ઝાલિમના જુલ્મી પંજામાંથી છુટી સ્વતંત્ર થવા ધાર્મીક લડાઈ માટે મેદાનમાં ઉતરવાનો હુકમ કર્યો, ત્યારે ધર્મ અને દેશને વફાદાર હતા, તે ન જેવી સંખ્યા સિવાય બાકીની આખી કોમયે એજ જવાબ આપ્યો કે **ઇઝહબ અન્તાવ રબ્બોકા ફ્કાતેલા ઇન્ના હાહોના કાએદુન.** (સુરએ માએદાહ) ભાવાર્થ— તું અને તારા પરવરદિગાર જાઇને લડતા હોવતો ભલે પણ અમે તો અહીંજ બેસી રહેશું.

જ્યારે યહુદીઓએ બીકણ થઇ કુરબાની અને આઝાદીની લડાઇથી ઇન્કાર કર્યો અને જાન માલનો બચાવ કરવા ચુપકીદી ધારણ કરી ઘરમાં બેસી રહેવાનું પસંદ કર્યું ત્યારે પાક પરવરદિગારયે દેશ અને ધર્મના શત્રુ આરામ પસંદો માટે હમેશાંની ઝીલ્લત અને કાયમની ગુલ્લામીનો તોક પહેરાવી ફરમાવ્યું **ઝોરેબત અલયહે મુલ્લ ઝીલ્લતો વલ્ મસ્કનતો વબાઓ બેગઝબીન મીનલ્લાહ** (સુરતે બકર) ભાવાર્થ—ના ફરમાન થએલા તે યહુદીઓ ઉપર ઝીલ્લત અને ગુલ્લામીની કાયમની મોહોર કરી દીધી અને તેઓએ ખુદાનો હમેશ માટે ગુસ્સો મેળવ્યો. દરેક સીયાસત દાન મુસલિમને કુરઆન મજીદની આ આયતો ઉપરથી સંપુર્ણ ખાત્રી થઇ જશે કે આઝાદીની લડત વખતે ચુપકીદી ધારણ કરી લમણે હાથ ધરી બેસી રહેવાથી હમેશ માટે શરમભરી ગુલામી સિવાય બીજું કાંઈ મળી શકતું નથી. સ્વતંત્રતારૂપી અમૃતફળ બીકણ અને આળસુ થઇ બેસી રહેવાથી કે ફકત મનઘડીત વાતોના તડાકા મારવાથી મેળવી શકાય નહીં.

આપણા દરેક ભાઇઓ સારી રીતે જાણે છે કે લાએલાહા ઈલલ્લલાહનો કલેમો પડનાર દરેક મુસલીમ એકબીજાન ભાઇ છે પછી અરબસ્તાનમાં વસ્તો હોય કે ચીનમાં અથવા હીંદુસ્તાનમાં વસ્તો હોય કે આફ્રીકામાં પણ ઇસલામની નજરે દરેક એક બીજાના ભાઇ છે અને આખી પૃથ્વી મુસલીમોનું વતન છે. હવે આપણે જોવાનું એજ છે કે. દુન્યાભરના મુસલમાનોને વધુમાં વધુ નુકશાન પોહોંચાડનાર કઈ તાકત અને કઇ કોમ છે. અથવા અત્યાર અગાઉ કઇ તાકત ઇસલામને નુકશાન પોહોંચાડતી આવી છે દાખલા તરીકે એરાન અને અરબસ્તાન ને છીન્ન ભીન્ન કરી ગુલામ કોણે બનાવ્યું? હીજાઝે મુકદદસમાં પોતાના પીઠુઓની સત્તા કોણે વધારી? શામ અને પેલેસ્ટાઇનમાં મુસલીમોના ધાર્મીક પવિત્રતા ધરાવતા અનેક મથકોની બેહુરમતી અને

અપમાન કોણે કર્યું? પેલેસ્ટાઇનમાં અમારા વહાલા ભાઇઓ (આરબો) ને બેગુનાહ ફાંસીએ લટકાવનારા કોણ છે? તુર્કોને યુરોપમાંથી હાંકી કહાડનાર, અને કાવત્રાઓ રચી તુર્કોની તાકતને મીસમાર કરનાર કઇ તાકત હતી? મીસરને આઝાદીથી મેહરૂમ કોણે રાખ્યું? અફગાનીસ્તાન માં બળવો અશાંતી અને કાવત્રાખોર કોણે બનાવ્યું? મતલબ એજકે એશીયાના દરેક ભાગોમાં મુસલમાનોની સત્તાને છીન્ન ભીન્ન કરી પોતાની સત્તા તળે દબવી રાખવાનો ઝુલ્મી કારકીર્દીનો પંજો કોનો હતો? અમારા અમન પસંદ બંધુઓ આનો જવાબ આપશે ખરા?

આ દરેક વાતો ધ્યાનમાં રાખી હીંદુસ્તાનના મુસલીમો જો એ ફીરંગીઓની સત્તાથી છુટકારો મેળવી સ્વતંત્ર થવા ચાહતા હોય, એટલુંજ નહીં પણ દુનીયા ભરના તમામ મુસલમાનોને રીબાવી પાયમાલ કરનાર દુશમનની સત્તાને નબળી બનાવવી હોય, તો અત્યારે આપણા અંગત લાભોને તીલાંજલી આપી, દુનીયા ભરના મુસલીમ બંધુઓના ફાયદાનો વીચાર કરી અત્યારે લડતના મેદાનમાં ઉત્સાહ ભેર ઉતરી પડવું જોઇએ. હીંદુસ્તાનના મુસલીમ બંધુઓ માત્ર પોતાના હક હકુકના સ્વાર્થી બહાનાથી દોરવાય અત્યારે આઝાદીની લડતથી આંખ મીચામણા કરી ખામોશ થઇ બેસી રહે એ કાંઇ વ્યાજબી તો નજ કહેવાય આ ચુપકીદીનું માઠું પરીણામ એકલા આપણા માટેજ નહીં પણ દુનીયા ભરના મુસલમાનોના હકમાં મહાન નુકશાન કારક છે. કારણકે એજ સત્તા દરેકને સતાવી રહી છે હીંદુસ્તાનના મુસલીમ બંધુઓની ફરઝ છે કે અત્યારે દેશ અને કોમની હાલતનો વીચાર કરી જમીઅતુલ ઉલ્માએ હીંદના ફેસલાને આધીન રહી. સુચના મુજબ વિના વીલંબે દેશની લડતને ફતેહમંદ બનાવવા સાથ આપવોજ જોઇએ. જમીઅત સંપુર્ણ વીચાર કર્યા પછી અનેક કારણોથી દોરવાય. દુનીયા ભરના મુસલીમ ફાયદા માટેજ આ ગવરમેન્ટની મહાન શક્તિનો નાશ કરવા

અથવા કમઝોર કરવાના નેક ઇરાદાથીજ લડતના મેદાને અમલમાં કુદી પડી છે; આપણે તેનો સાથ આપી દરેક રીતે મદદ કરવી જોઇયે અને અનાયાસે મળેલી આવી સુંદર તક હાથથી નજ ગુમાવવી જોઇયે.

ગવરમેન્ટની ખુશામત કરી મોટા ભામાં ખપવા માટેજ કેટલાક ડોળવાલુ અમન પસંદ સાહેબો મોસમી હમદર્દી બતાવવાના બહાને એઅલાનો બહાર પાડવાની તકલીફ લઈ પોતાના કીમતી વખતનો ભોગ આપવાની જે ઉદારતા બતાવી રહ્યા છે તે કાંઇ મુસલીમ પ્રજાના લાભ માટે નથી. પણ અંગત સ્વાર્થ માટે મુસલીમ પ્રજામાં ગેરસમજુતી ફેલાવવાની યુક્તિ રચી સત્તાવાળાઓને ખુશ રાખવા માટેજ દરેક જેહમતો ઉપાડી રહ્યા છે એ દરેક મુસલીમ બંધુઓયે સમજવું અને યાદ રાખવું જોઇએ સત્યથી તદન વેગળું અને મુસલીમ પ્રજાના હકમાં વધુ નુકશાન પોહોંચાડનારાં એઅલાનોથી દોરવાય મુસલીમ બંધુઓમાં ગેર સમજુતી ફેલાતી અટકાવવા માટેજ થોડા દાખલાઓ ટાંકી. અમે તે એઅલાનનું જુઠાણું સાબીત કરી આપવાની અમારી ફરજ સમજી વાંચકોની સેવામાં રજુ કરીએ છીએ

(૧) **કહેવામાં આવે છે કે ચાલુ લડતનો હેતુ કાંઇ સંપુર્ણ સ્વરાજ્ય મેળવવાનો નથી પણ ગવરમેન્ટને દબાવી હીંદુ કોમ પોતાના લાભોમાં વધારો કરવા ચાહે છે.** તેના જવાબમાં અમે ભાર પુર્વક હીંમતથી કહીશું કે. એમ કહેવું તદન અર્થ વગરનું છે છતાં તેના અંગત હેતુઓ ભલે ગમે તેવા હોય, તોપણ આખી દુનીયામાં વસતા મુસલમાનોની તાકતને વેરવી ખેરકરી કમઝોર અને ઝલીલ બનાવનાર સત્તાને તેઓ (હીંદુઓ) અત્યારે દબાવી કમઝોર બનાવી રહ્યા છે એજ કારણથી, તે અમારા મિત્ર છે. અને આપણે તેને (હીંદુઓને) આપણા દોસ્ત સમજવાજ જોઇએ. દુનીઆભરના મુસલીમોની રાહત માટે.

**(૨) વળી એમ પણ સમજાવવામાં આવે છે કે હિન્દુસ્તાનમાં વસ્તી તમામ કોમો એકમત થઇ લડત નહી ચલાવે, ત્યાં સુધી સ્વતંત્રતાની લડતમાં સફળતા મળશે નહીં.** તેનો જવાબ એજ કે, દેશનો મ્હોટો ભાગ આ લડત ચલાવી રહ્યો છે. અને તેમાં દરેક કોમ વધતો ઓછો ફાળો આપ્યો છે. અને આપી રહેલ છે. છતાં થોડા અમન પસંદ (હીંદુ મુસલીમ) મસ્કા બહાદુરો આ લડતમાં ન જોડાય, માત્ર એજ ખામીના સબબ દેશનો મ્હોટો ભાગ હમેશ માટે ગુલામીના બેડીયોમાં જોડાઈ ચુપ બેસી શકે છે? અગર કાવત્રાખોર તાકત પોતાની ફીરઓની પોલીસી મુજબ વર્તી ભારતવાસીઓને એક બીજાથી લડાવી પોતાનો સ્વાર્થ સાંધતી હોય તેથી શું? પણ તેથી ગભરાઇને કે નીરાશ થઇને આપણે પોતાની આઝાદીની લડતને શા માટે પડતી મુકવી જોઇએ? સત્તાએ રચેલા દરેક કાવત્રાઓને નિષ્ફળ બનાવવા, અને આપસમાં એકત્રતા ફેલાવવાની પવિત્ર નિષ્ઠા રાખીને પણ આપણે લડતમા શામીલ થવુંજ જોઇએ. રીવાયતમાં છે કે– જ્યારે હઝરત મુસા અલય-હીસલામયે ફીરઓનની સત્તા તળેથી જયારે પોતાની કોમ અને દેશને છોડાવવાની લડત ઉપાડી હતી. ત્યારે શું સઉપહેલાં દરેક કોમોના મતભેદો નાબુદ કરી એકત્રતા સાંધી હતી? નહી. કારણકે ફીરઓનની રાજ પોલીસી એજ હતી કે પ્રજાને આપસમાં લડાવી પક્ષા પક્ષ થઈ જવા પછી નીરાંતે બધી કોમો ઉપર ઝુલ્મી તલવાર ચલાવી પોતાનો સ્વાર્થ સાંધી લેતો હતો કલામે મજીદમાં છે કે– **ઇન્ના ફીરઓના અલા ફીલઅર્દે વજઅલા આહલહા શેયઅન યસ તદઅફ તાએફતન મીનહુમ યોઝબ્બેહો અબ્નાઅહુમ વયસતહી નીસાઅહુમ ઇન્નહુ કાના મીનલ મુફસેદીન**. (**સુરતે, કસ.**) ભાવાર્થ ફીરઓન સત્તાના મદમાં ઘણો મગરૂર થયો હતો. રય્યત પર અનેક જાતના ટેકસો લગાવી દીધા હતા.

દેશની દરેક કોમો અને કબીલાઓને મતભેદ અને ઝુલમના હથીયારથી તેણે કમઝોર બનાવી દીધા હતા. પ્રજાના બાળકોને કતલ કરતો હતો અને સ્રીઓને જીવતી રાખતો. **ખાત્રી પુર્વક તે ઝગડાઓનો જન્મદાતા હતો**

(૩) **મુસલમાનોને સમજાવવામાં આવે છે કે આઝાદીની લડતમાં ઉતરવા પહેલાં હક માટે ફેસલો કરી લેવો જોઇએ** તેના જવાબમાં એજ કે કોમને છેતરવાનું આ પણ એક બહાનું છે નહીંતર આઝાદ થવા પહેલાં ગુલામો સાથે ગુલામોના હક માટે થએલો ગમે તેવો સંગીન ફેંસલો પણ વ્યર્થ છે. તો પણ તકરારને ખાતર આજે બંને કોમ હકોનો ફેસલો કરી એક બની જશે. કે તરતજ કાવત્રાખોર સત્તાની પોલીસીની બદોલત બીજી નવીન શંકાઓ ઉત્પન્ન થશે અને તેના પ્રતાપે ત્રીજો ચોથો કે પાંચમો પક્ષ ઉભો થઇ મતભેદના રાક્ષસનું રૂપ ધારણ કરી એક સેકંડમાં બની બનાઇ બાજી બગાડી નાખશે ત્યારે હક માટે કરેલો ફેસલો શા કામનો? માટે બીરાદરો જો આપણે હકનો ફેંસલો કરવાની માથાકુટમાંજ વખત બરબાદ કરતા રહેશું તો ખાત્રીથી માનજો કે કયામત સુધી પણ આઝાદ થઇ શકશું નહીં વિશ્વાસ ગુમાવી આવા નબળા વિચારોને આધીન થવાનું પરીણામ, એજ આવશે કે આઝાદ થવાના વિચારો નાબુદ થઇ કાયમની ગુલામીમાંજ સંતોષ માનવો પડશે.

યાદ રાખોકે આપણા દેશ બંધુઓના હાથમાં હાથ મીલાવી અત્યારે લડતના મેદાનમાં આઝાદી માટે ભોગ આપશું. તો સ્વરાજ્ય મેળવ્યા પછી આપણા દેશ બાંધવો મુસલીમ પ્રજાના હકો માટે આના કાની કરે એ મુદલ બનવા જોગ નથી, હીંદુસ્તાનમાં આપણું વસ્તી પ્રમાણ ભલે ઓછું હોય તોપણ દુન્યામાં ચોતરફ મુસલીમ કોમ પથરાએલી હોવાથી અમારી ગણત્રી નાની કોમ તરીકે થઇ શકે નહી, તે ઉપરાંત

વધુ વીચારવાનું તો એજ છે કે હીંદુસ્તાનની ચારે તરફ બળવાન મુસલીમ રાજ્યો આવેલા છે, અને સ્વરાજ્ય મેળવ્યા પછી પણ હીંદુસ્તાનની સલામતી માટે પાડોશી રાજ્યો સાથે મીત્રતા ભર્યો સબંધ રાખવો જરૂરી હોવાથી અમારા વ્યાજબી હકોને કોઇ છીનવી લેવાનો ઇરાદો પણ કરી શકે નહી, માટે મુસલીમ બંધુઓ વિશ્વાસ રાખો અને અત્યારની આઝાદીની લડતમાં દેશબંધુઓને સાથ આપી, દેશને સ્વતંત્ર બનાવી તમે સ્વતંત્ર બનો એજ અમારો હેતુ છે.

**(૪) કહે છે કે સત્યાગ્રહની લડાઈ ચાલુ થવાના સબબ પીશાવર ચીતાગાંગ વીગેરે સ્થળોએ જાન માલનું ઘણું નુકશાન થયું છે, અને તે દેશનેજ નુકશાન પહોંચાડનારૂં છે.** તેનો જવાબ એજકે. આરામ પસંદ ગ્રહસ્થોનો જાણવામાંજ હશે કે, ગોળ ખાય તેને ચોકડાં પણ ખમવા પડે વળી તઇયાર ભાણે તાગડધીના કરનાર કોમળ બહાદુરોને ઘેર બેઠાં તઇયાર મધ ખાવા મળતું હોય, તે કયાંથી સમજી શકે? કે મધ માખીનો ડંખ કેટલો કાતીલ હોય છે. અનુભવ વગર વેદનાનું માપ કાઢી શકાય નહીં, માટે સાહેબો જેને મધપુડા રૂપી સ્વરાજ્ય લેવું છે તેને ભોગ તો આપવોજ પડે? આઝાદી જેવી અમૂલ્ય વસ્તુ મેળવવા જાન અને માલની કુરબાની આપવામાં પાછા પડયે નહીં ત્યારેજ દેશ આઝાદ થઈ શકે. શું કુરબાની આપ્યા સીવાય કોઈ પણ લાભ મેળવી શકાય ખરો. મોટરની સ્વારી માટે પણ પાંચ દશહજારનો ભોગ આપવો પડે છે. નજીવા ટાઇમ માટે કાઉન્સીલની તકલાદી સીટ મેળવવાનો વીચાર થતાં હજારો રૂા. નો ભોગ આપવા સાથે અથાગ શ્રમ અને ખુશામતનો તો પારજ નહીં છતાં પરીણામે ચુંટાયો કે ઉડયો, તેતો જાણવા પછીજ સમજાય ત્યારે આતો ગવરમેન્ટ માઇબાપ જેવી બળવાન સત્તાના હાથમાંથી સ્વરાજ જેવું અમુલ્ય રતન છીનવી લેવું છે સમજ્યા. એના માટે તો જેટલો ભોગ અપાય તે

ઓછોજ લેખાય. તેથી વધુ જાણવું હોય તો સ્વતંત્ર થએલી પ્રજાઓના ઇતીહાસ તપાસો, તેમાંથી ઘણું જાણવાનું મળશે.

**(૫) એમપણ સમજાવવામાં આવે છે કે સ્વરાજ્ય મળવા પછી હીંદુસ્તાનની નાની કોમો મોટી કૌમની સત્તા તળે દબાઇ જશે અમે** કહીએ છીએ કે આ બહાનું પણ અમારા અમન પસંદ ભાઇઓની ગુલામી મનોદશાનોજ નમુનો રજુ કરે છે. નહીંતર એક મુસલીમ તરીકે તેણે કોઇ વખત સંખ્યા બળથી ગભરાવું જોઇયે નહી, ઇસલામયે કોઇ વખત સંખ્યાબળને જરાપણ મહત્વતા નથી આપી. કલામે મજીદમાં ખુદા ફરમાવે છે કે– **કમમીન ફેઅતીન કલીલતીન ગલબત ફેઅતન કસીરતન બેઇઝનીલ્લાહ** (સુરતે બકર) ભાવાર્થ–ઘણી એવી નાની જમાઅતો છે જે ફતેહ મેળવે છે, ઘણાઓ ઉપર અને મોટી કોમો ઉપર ખુદાના હુકમથી.

વળી ફીરઓનના મુકાબલા માટે, હઝરત મુસા અલયહીસ્સલામ પાસેશું સંખ્યા બળ ની તાકત હતી? છતાં પરીણામ દુન્યાએ શું જોયું? અરે કરબલાનું રણમેદાન જુઓ! શું ત્યાં સય્યદુશશોહેદા ઇમામ હુસૈયન અલયહિસ્સલામ સાથે કોઇ મહાન લશ્કર નજરે પડે છે? નહીં, ત્યાંતો એજ નજરે પડે છે કે લાખો ઝાલીમોના મુકાબલા માટે માત્ર ૭૨ શોહેદા એ બહાદુરી ભરી લડત અને મહાન કુરબાની નો નતિજો દુશમનોના હકમાં કેટલો માઠો આવ્યો? કે આજે તે ઝાલીમાના અકસરીયતનું દુન્યામાં નામો નીશાન પણ રહેવા પામ્યું નથી

એક શાએરે કહ્યું છે કે:—

**કત્લે હુસૈયન અસ્લમે મર્ગે યઝીદહય, ઈસલામ ઝીંદા હોતા હય હર કર બલાકે બાદ.**

મુસ્લીમોની ફરજ છે કે તેઓ ઇસ્લામી નજરે કલામે મજીદના ફરમાનો મુજબની સીયાસતનો અમલ કરતા રહે અને એ મહાન શિક્ષણને આધીન રહી દરેક કામમાં આગળ વધે વહેમના કે અસરના શીકાર ન બની જાય વળી યાદ રાખો કે મહાન ઇસ્લામી સયાસતના મુકાબલામાં અમન પસંદોની વીલાયતી સીયાસત નુકસાન કારક હોવાથી જરાપણ ભરોસાપાત્ર નથી.

(૬) **કહેવાયું છે કે હીંદના મુસલમાનોએ આઝાદી મેળવવા, એક અત્યારે અને બીજી વખત હકોના ફેસલા માટે, એમ બે વાર કુરબાની શામાટે આપવી જોઇએ?** વાહવા! સુબ્હાનલ્લાહ! શું તેઓની સમજ શકિત છે? જાણે દરીઆમાં સાકર ઘોળવા મંડયા! ડોળનો સંપુર્ણ સ્વરાજ મેળવવાનો હોય? અને ભોગ આપવાનું નામ સાંભળતાંજ પરસેવો છુટે, લડતના મેદાનમાં આવવાના બદલે ખુણાઓ શોધતા ફરે અને મારશલ્લો ચલાવનારાઓને માખણ ચોપડી કુણા બનાવવાનો ડોળ ઘાલે તે અત્યારે નહીં ચાલી શકે? એ તો ખાત્રીપૂર્વક સમજાઇ ગયું છે કે, અમન પસંદ સાહેબોની મહાન કુરબાનીઓ આપવી તો એક તરફ રહી પણ દેશના ગરીબોની હમદર્દીને ખાતર માત્ર ખાદીના વસ્ત્રો પહેરીને પણ પાર્લામેંન્ટના મીલ માલેક (જુલાયાઓ) મેમ્બરોને થોડું નુકસાન પહોંચાડવાની હીંમત પણ બતાવી શકતા નથી અને બતાવી શકશે પણ નહીં આ છે સંપુર્ણ સ્વરાજ મેળવવાનો ડોળઘાલુ ફાંકો રાખનારાઓની હીંમત (!)

(૭) કહેવામાં આવે છે કે—**ગવર્નમેન્ટ, હીંદુઓના એજીટેશનથી દબાઇને કદાચ હથીઆર મૂકી દેશે, અથવા નમતું આપશે.** અમે કહીએ છીએ કે જો એમજ હોય તો પછી મુસલમાનોએ પણ તે લડતમાં શામીલ થઇ બેવડી તાકતના ઘસારાથી

**શામાટે ગવર્નમેન્ટને નમતું આપવાની ફરજં નહીં પાડવી જોઇએ?** અત્યારની ગવર્નમેન્ટ એકલા હીંદુઓની લડતથીજ નહીં પણ વ્યવસ્થા પુર્વક લડત ચલાવનારી દરેક કોમોથી દબાતી રહે છે. જ્યારે લુખા તડાકા મારી પોકળ ધમકીઓ આપનાર આળસુ અને બીકણોથી ગવર્નમેન્ટ જરાપણ ગભરાતી નથી. વળી ગવર્નમેન્ટ ઉપર જ્યારે કોઇ આપ્દત આવે છે. ત્યારે પોતાનો સ્વાર્થ સાંધી લેવા આવા વાતુડયાઓને પંપાળી બાળક જેમ ફોસલાવી જુઠ્ઠા વાયદાઓ આપી ચુપ રહેવાની શીખામણ આપે છે. મુસલમાનો આ ગવરમેન્ટને અનેક વખત અજમાવી ચુકયા છે એટલે હવે વધુ અજમાયશ કરવા ચાહતા નથી કારણકે એક વખત અજમાવ્યા પછી બીજી વખત અજમાવવાનો વિચાર કરવો એ પણ કેવળ મુર્ખતા છે.

**(૮) કહેવામા આવ્યું છે કે મુસલીમ પ્રજાની વ્યાજબી માગણીઓને હીંદુઓ ઠોકરે મારે છે, અને આપણા સાથે આપણી મરજી મુજબ મુસલીમ હકોનો ફેસલો કરવાથી ઈન્કાર કરે છે ત્યારે મુસલીમો તેના સાથે જોડાઇને કેવીરીતે કામકરી શકે.** તેના જવાબમાં એક મોતબર દાખલો છે કે ફખ્રેઅંબીયા હુઝુરે પુરનુર અલયાહિસ્સલાતો વસ્સલામ, મસલેહત સીયાસતે ઇસલામીરાને મદદે નઝર ફરમાવી સુલેહ "હુદેબીયાહ" કરતી વખત ઘણીજ સખતાઇ ભરી. અને કબુલ ન કરી શકાય તેવી શરતો કબુલ ફરમાવીને મુશરેકોને પોતાના મિત્ર બનાવ્યા હતા.

અત્યારે કટોકટીના વખતે મુસલમાનોએ ખુદા ઉપર ભરોંસો રાખી આપણા દેશ બાંધવ હીંદુઓ સાથે મળીને કામ કરવું જોઇયે. અને કીમતી ભોગ આપી લડતને કામયાબ બનાવવી જોઇયે અને કોઇ વખત જરાપણ વસવસો કે અવિશ્વાસ રાખવો નહીં જોઇયે. અત્યારે દેશને ખાતર ભોગ આપતાં અચકાશું નહીં તો **ઈન્શાઅલ્લાહ** અમારી

બહાદુરી ભરી કુરબાનીઓની ભલી અસર આપણા દેશ બંધુઓ ઉપર થશે અને તે કારણથી આપણા તરફ ઘણોજ સારો વર્તાવ કરવામાં જરાપણ પાછી પાની નહીં કરે, એમ ખત્રોથી માની લેજો. એજ ઈસલામી સયાસત છે અને એજ ફતેહની કુંચી છે.

(૯) તે સીવાય કેટલીક પોકલ દલીલો અને દીલાસાઓ, જે અમન પસંદ સાહેબો તરફથી રજુ કરવામાં આવ્યા હતા અને અત્યારે પણ કરી રહ્યા છે, તેની સચ્ચાઈ(!) નું પોકળ બલુન તો સાઈમન રીપોર્ટ બહાર પડતાંજ ફુટી જવા પામ્યું છે અથવા સાઇમન રીપોર્ટની સર્ચ લાઈટના પ્રતાપે ખાસ કરીને મુસલીમ પ્રજા સારી રીતે જાણી શકીછે કે, ગવરમેન્ટની લાગણી કેવી છે? માખણયાઓની દોડધામ કોના લાભ માટે છે? અને દમ દીલાસાઓ માત્ર દેશમાં મતભેદ વધારવા માટેજ છે. એથી વધુ લખવું વ્યર્થ છે.

સાઇમન રીપોર્ટનો ખેલ કાબેલ લેખકો ઉત્તમ સીનસીનેરી અને અનુભવી એકટરોના એકત્ર બળ સાથે ભારત સ્ટેજ ઉપર રજુ થતાંજ નિષ્ફળ ગયો છે એટલે હવે અમન પસંદોની છેલ્લી આશા રૂપી મધપુડો તે રાંઉડટેબલ કોનફ્રન્સ છે અને તેનું જે કાંઈ પરીણામ આવશે, તે તો ફસાએલા બેચાઓમાં અત્યાર આગમચનું ચીતરાય ગએલું હોવાથી તેઓ હીમતથી કહે છે કે, એ મધપુડો નથી પણ ભમરીનું જાળું છે અને ત્યાં જતાં મધને બદલે ભમરીઓના ઝેરી ડંખો સીવાય વધુ કાંઇ મેળવી શકાશે નહીં, કારણકે બ્રીટીશ ગવરમેન્ટની મુખ્ય પોલીસી એજ છે કે પોતાનો સ્વાર્થ સાંધી લેવા દરેક પ્રસંગોએ આપસમાં મતભેદ પડાવી, પોતે સુલેહના ફરીશતા બની મીઠી મીઠી વાતો અને દીલાસાઓના સબ્જ બાગ બતાવી ભોળા હીંદુસ્તાનીઓને છેતરી ગુલામ બનાવી રાખવા અને પોતાની સત્તાને વધુ બળવાન બનાવવી, એટલાજ માટે પ્રત્યેક હીંદુસ્તાની પછી તે હીંદુ હાય કે મુસ-

લમાન પારસી હોય કે ઇસાય ગમે તે હોય છતાં એક હીંદુસ્તાની તરીકે આપણી ફરજ છે કે આપસના અર્થ વગરના ઝગડા ફસાદોને હંમેશ માટે તીલાંજલી આપવી જોઇયે અને ઉદાર ભાવે એકત્ર બળના ધસારાથી હુકુમતના શીરઓની પંજાને નબળો અથવા નકામો બનાવી, ગુલામી બંધનો તોડી દેશને આઝાદ કરવામાંજ આપણી ભલાઇ અને ઉન્નતીછે.

(૧૦) છેલ્લે ફરી એક વખત દરેક મુસ્લીમ બંધુઓને આગ્રહ સાથે વિનંતી કરીયે છીયે કે, અત્યારે દેશની દુખી હાલત આઝાદીની લડત અને બારીક સંજોગો ઉપર સંપુર્ણ વીચાર કરી અનાયાસે હાથ લાગેલી આ અમુલ્ય તકનો લાભ લેવા અત્યારે સામટા બળાથી લડતના મેદાનમાં ઉતરી પડવું જોઇયે અને ગુલામી ઝીંદગીથી છુટકારો મેળવવા ઉત્સાહ પુર્વક દરેક પ્રયત્નો કરવા જોઇયે એટલુંજ નહી પણ વધુમાં વધુ કુરબાનીઓ આપીને ખુદાના નઝદીક પોતાને વફાદાર સઇનીક અને સર ફરોશ સીપાહી સાબીત કરી બતાવવાની આ અમુલ્ય તક છે. અત્યારની લડત કુદ્રતની એક કસોટી છે માટે જાન માલના નુકસાનથી જરાપણ ગભરાવું નહીં. કલામે મજીદ તેનો પુરાવો આપે છે— **વ લનબ્લો વન્નકુમ બેશયઇન મીનલખવફે વલજુએ વનકસીમ મીનલ અમવાલે વલ અનફોસે વસ્સમરાતે વ બશ્શેરીસ્સાબેરી નલ્લઝીના એઝા અસાબતહુમ મુસીબતુન કાલુ ઇન્ના લીલ્લા હે વઇન્ના ઇલયહે રાજેઉન. ઓલાએકા અલયહીમ સલવાતુન મીન રબ્બેહીમ વરહમતુન વઓલાએકા હોમુલ મોહતદૂન** (સુરતે બકર) ભાવાર્થ જરૂર હું અજમાવીશ, તમને કોઇ ખોફનાક સંજોગો પેદા કરીને, ભુખમરો ચલાવીને, જાનો અને માલોનું નુકસાન કરાવીને અને ખેતરોના પાકની હાની કરી ને. અય પેગમ્બર તમે ખુશખબર સંભળાવો તે મકકમ વિચારવાળા સબર (સંતોષ) વાળાઓને કે તેઓ ઉપર જયારે કોઇ મુસીબત ઉતરે છે ત્યારે એમજ કહે છે કે તે ખુદાના

તરફથી ઉતરી છે અને જયાંથી આવો છે ત્યાં વાપસ ચાલી જવાની છે. આતે લોગો છે કે જેના ઉપર ખુદાની નવાઝેશો અને રહેમતો ઉતરતી રહે છે અને તે લોકો સબરના સાથ સચ્ચાઇના રસ્તા ઉપર ચાલનારાઓ છે.

## સહી કરનારાઓ.

૧ મોલ્વી મહમદ સીદીક. પ્રેસીડન્ટ જમીઅત નીઝામુલ મુસલેમીન
૨ મોલાના મહમદ સાદીક રૂકન જમીઅતુલ ઉલ્માએ હીંન્દ
૩ મોલ્વી હકીમ ફતેહમામદ શેવાણી
૪ હાફીઝ શરીફ હુસેન સેક્રેટરી જમીઅત નીઝામુલ મુસલેમીન
૫ શેખ અબદુર રેહમાન મરચન્ટ
૬ ઓસમાન હામીદ કવેટાવાળા. કેપટન વાલીંટીઅર કોર જ ની.મુ.
૭ મોલ્વી મહમદ ઓસમાન બલોચ મ્યુનીસીપાલ કાઉન્સીલર
૮ ડાકટર એ સઇદ
૯ મોલવી દીનમહમદ વફાઇ (મેનેજર અલવહીદ પ્રી. પ્રેસ.)
૧૦ શેખ અબ્દુલ અઝીઝ શેખ મહમદ સુલેમાન
૧૧ પીર હકીમ મહમદ અશરફશાહ રાશેદી
૧૨ મહમદ યાકુબ સદર મુસલીમ હીંગોરા જમાત
૧૩ અબદુલ કાદર સેક્રેટરી ડાકવર્કરઝ યુનીયન કીયામાડી
૧૪ ફઝલ કરીમ મખીમાર
૧૫ શેખ અબ્દુલા ઇસલામ
૧૬ શેઠ એહમદ ઇસ્માઇલ મલીરવાલા
૧૭ મીસ્ત્રી નુરમહમદ હુસેનબક્ષ
૧૮ હકીમ સયદ કમરૂદીન આસીસ્ટંટ સેક્રેટરી જ ની. મુસલેમીન
૧૯ હાજી મહમદ અબદુલ કરીમ મુતવલી સોલજર બઝાર
૨૦ સેઠ અબદુર રહેમાન કસાઇ
૨૧ ખાનસાહેબ ઇઝ્ઝતખાન મેનેજર કરાચી એલેકટ્રીક લીથો ટાઇપ પ્રેસ

૨૨ પીર ફકીર ગુલ સરહંદી
૨૩ સયદ જલાલશાહ સયદ હસનશાહ
૨૪ ગુલામઅબાસ દાઉદભાઈ કુતુબપરોશ અબ્બાસી લીથો
૨૫ શેખાદમ મુસભાઈ કરીમજી [પ્રેસ
૨૬ સેઠ ફીદાહુસેન મહમદઅલી શેખા
૨૭ મી હસનઅલી એમ. હાજી હોથી મ. કાઉન્સીલર
૨૮ મી હુસેન બક્ષ મ. કાઉંસીલર
૨૯ મહમદદીન અફગાન
૩૦ હકીમ અલીમહમદ
૩૧ મોલ્વી નુરમહમદ
૩૨ શઠ ગુલામઅબાસ મુસભાઇ
૩૩ અબદુલ રહીમ હવાલદાર
૩૪ સયદ મઝમ્મલશાહ કયામાડી
૩૫ નુરમહમદ રોઝી
૩૬ અબદુલ્લા હાજી અબ્દુલ કાદર મેમણ
૩૭ મોલવી અબદુર રહીમ પેશઇમામ બુખારી મસજીદ
૩૮ હકીમ અબ્દુલ અઝીઝ જલાલપુરી
૩૯ મોલ્વી જુમા સદર ખત્રી જમાત
૪૦ અયુબ હાજી સેક્રેટરી ખત્રી જમાત
૪૧ મુલ્લા મુરાદબક્ષ બલોચ
૪૨ નસીરૂદીન કંટ્રાક્ટર જોધપુરી
૪૩ મહમદ બશીર વઝીર ચોધરી
૪૪ મહમદબક્ષ ઇસમાઈલ કસાઈ
૪૫ શરફુદીન બદરૂદીન કસાઈ
૪૬ સેઠ એફ. એ. વલીભાઇ મરચન્ટ
૪૭ પીર મહમદ અમારજાન સરહંદી
૪૮ હકીમ વલીમમદ
૪૯ સેઠ મહમદ અફઝલ અબ્દુલ કાદર કાગદી
૫૦ મહમદ યુસુફ એહમદ નવાઆબાદ
૫૧ યુસુફઅલી અબદુલઅલી કાજ
૫૨ કરીમ અલ્લી ઓખાઇ મેમણ

જમીયત નીઝામુલ મુસલેમીનની ફરમાએશ મુજબ "આફીયત પસંદો કે એઅલાનકા જવાબ" (ઉર્દુ) ને ગુજરાતીમાં સુધારા વધારા સાથે તરજુમો કરી આપનાર

**એમ. યુસુફઅલી મોદી, કરાચી.**